# ચાંચડ અને એના કૂતરા ની વાર્તા

ફેઈથ મેકનલટી

ચિત્ર: મેવીસ સ્મિથ





# ચાંચડ અને એના કૂતરા ની વાર્તા

ફેઈથ મેકનલટી

ચિત્ર: મેવીસ સ્મિથ



હેલો!

હું હરમન નામનો એક ચાંચડ છું.

બસ થોડી વાર શાંત રહો.

હું ફૂદી ને સાથે આવી રહ્યો છું

મારા જીવન ની વાર્તા કહેવા.

જુઓ મારુ જીવન કેટલું રોમાંચક છે!

ઘણી વાર હું માંડ માંડ બચુ છું.

પણ અમે ચાંચડ ચાલાક હોઈએ છીએ

-અને ભાગ્યશાળી પણ.

ચાંચડ હમેશા જીતે છે!



મારો જન્મ એક ગાલીચા માં થયો હતો

જ્યાં મારી માઁ એ લગભગ સો ઇંડા મુક્યા હતા.

હું બહુ નાનો હતો, દુર્બળ, અસહાય અને ભૂખ્યો.

મેં ધૂળ અને અન્ય વસ્તુ ખાધી અને જલ્દી મોટો થઈ ગયો.





થોડા જ દિવસો માં મારી પહેલી છલાંગ લગાવી.

એ એક નાની છલાંગ હતી,

પણ મને એ બહુ પસંદ આવી.

મને ખબર હતી કે હું કૂદવા માટે જ જન્મ્યો છું.



મેં ફરી કૂદકો માર્યો,

એટલો ઊંચો કે મને સમગ્ર દુનિયા દેખાઈ રહી હતી.

મેં ફૂલોવાળા ગાલીચા નો સમુદ્ર જોયો -

બહુ સુંદર - રોકી પર્વત જેટલો મોટો એક સોફો,

અને મેં એક કૂતરો જોયો!

એક રૂપાળો, રૂંવાટીદાર, પીળો કૂતરો,

જે સોફા પાસે ગાલીચા પર સૂતો હતો.



પહેલી નજર માં જ મને એનાથી પ્રેમ થઈ ગયો.

હું ગાલીચા પર ઉછળ-કૂદ કરવા લાગ્યો.

મારા ભાઈ-બહેન, જે ઘણા બધા હતા,

એ પણ મારી બાજુ માં ઉછળ-કૂદ કરવા લાગ્યા.

લગભગ બધા ત્યાં પહોંચી ગયા હતા,

ત્યાં મેં એક સીટી સાંભળી.

એક અવાજ આવ્યો,

"આવ, ગોલ્ડી."



ફૂતરો ઉઠયો અને રૂમ ની બહાર ભાગી ગયો.

હું બેસી ગયો અને રડવા લાગ્યો.

મારા ભાઈ-બહેન પણ રડવા લાગ્યા.

પણ અમે ચાંચડ બહુ ચાલાક હોઈએ છીએ

અને અમે ક્યારેય હાર નથી માનતા.



અમે ચર્ચા કરી અને એક વિચાર આવ્યો -

અમે એ જગ્યા પર જઈશું જ્યાં ફૂતરો સૂતો હતો

અને એના પાછા ફરવાની રાહ જોઈશું!

એટલે, અમે ત્યાં પહોંચ્યા.

અમે ફૂતરા ના વાળ પરથી જાણી શકતા હતા

કે અમે યોગ્ય સ્થાને પહોંચી ગયા હતા.



જયારે અમે રાહ જોતા હતા, ત્યારે અમે રમત
રમ્યા - ટેગ, હોપસ્કોચ, સંતાકુકડી વગેરે.

મેં ઊંચા કૂદકા મારવાના અને તેજી થી ફરવાનો

અભ્યાસ કર્યો.

પણ અમને ભૂખ લાગી રહી હતી.

હકીકતમાં, મને કકડી ને ભૂખ લાગી હતી.

મેં વિચાર્યું, જો એ કૂતરો જલ્દી પાછો નહીં

આવે તો હું મરી જઈશ!



ત્યાં મેં પગરવ અને અવાજો સાંભળ્યા.

ગોલ્ડી રૂમ માં ધુસી અને પછી, (રડતા!) કૂદકો
મારીને સોફા પર જતી રહી.

અમારી પહોંચ ની બહાર!

અમે બધા ફરી ચીસ પાડવા લાગ્યા.



ત્યાં એક મહિલા રૂમ માં આવી.

એણે કહ્યું, "ગોલ્ડી!

આ મિનિટે સોફા ની નીચે ઉતર!

તને શરમ આવવી જોઈએ!"

ગોલ્ડી સોફા પરથી કૂદી ને નીચે આવી અને ત્યાં જ સૂઈ ગઈ જ્યાં અમે એની રાહ જોતા હતા.

ગાતા અને હસતા,

અમે એના પર ચઢી ગયા.

ગોલ્ડી ના વાળ માં

અમારું જીવન બહુ અદ્ભૂત હતું.

એવું લાગી રહ્યું હતું કે એણે અમારી નોંધ જ લીધી ન હતી.

અમે સારું જમ્યા.

અમે સોનેરી વાળ ના જંગલ માં રમત રમ્યા.

પછી એણે ખંજવાળવાનું શરુ કર્યું.

એ ભયાનક હતું.

કોઈ પણ ક્ષણે પગ ના તીક્ષ્ણ નખ વાળ ને ચીરી શકતા હતા.

મને ડર હતો કે હું કચડાઈ જઈશ અથવા હવા માં ફંગોળાઈ જઈશ.

મેં મારા થોડા ભાઈઓ સાથે એવું થતા જોયું હતું.





પણ ચાંચડ બહુ હોંશીયાર હોય છે!

મને સમજાઈ ગયું કે મારે શું કરવાનું છે.

પહેલી વાર ની ખંજવાળ વખતે, હું એના પંજા પાસે ગયો.

એના પગ ની આંગળીઓ ની વચ્ચે,

હું સુરક્ષિત રીતે આગળ વધતો રહ્યો, જયારે એ ખંજવાળી રહી હતી.

તમારે માનવું પડશે કે આ હોંશિયારી નું કામ હતું!

ત્યાં સૌથી ખરાબ વસ્તુ થઈ!

છોકરા એ કહ્યું, "આવ, ગોલ્ડી!"

એ ગાલીચા પર બેસી ગયો અને એને પંપાળવા લાગ્યો,

ત્યાં ગોલ્ડી એની પીઠ પર સૂઈ ગઈ.

અમે એના માટે તૈયાર ન હતા.

છોકરા એ અમારા માં થી થોડી ચાંચડ ને ગોલ્ડી

ના પેટ પર જોઈ,

અમે બચવા માટે અહીં-તહીં ભાગી રહ્યા હતા.

એણે બૂમ પાડી, "માઁ! ગોલ્ડી ના વાળ માં ચાંચડ છે!"

"મને પણ એવું લાગી રહ્યું હતું," માઁ એ કહ્યું.

"એને જલ્દી થી નવડાવી દે."



મને કંઈ સમજાય,

એ પહેલા અમે ટબ માં હતા.

ઉપર થી પાણી વરસતું હતું.

અને અમે બધા ભીંજાઈ રહ્યા હતા.

ગોલ્ડી ધ્રૂજતી હતી અને

બહાર નીકળવાની કોશિશ

કરી રહી હતી.



છોકરો એનો કોલર પકડીને

કહી રહ્યો હતો, "સ્થિર રહે!"

હું ડરી ગયો હતો.

મારી દુનિયા કંપી રહી હતી

અને હલી રહી હતી અને ભીની થઈ રહી હતી!

મેં જોયું કે મારા ઘણા ભાઈ-બહેન નાળી માં વહી ગયા હતા!

હું ગોલ્ડી ની ગરદન સુધી દોડયો,

જ્યાં વાળ ઘનિષ્ટ હતા, અને ત્યાં લટકી ગયો.

હું એક પળ માટે સુરક્ષિત હતો.




ત્યાં સાબુ ના ફીણ મારી ઉપર થી વહેવા લાગ્યા

ફીણ ની લહેરો ની જેમ.

હું નીચે વહી ગયો.

મને ખબર ન હતી કે હું ક્યાં હતો.

કારણકે મારી આંખો માં અને મોઢા માં સાબુ હતો.

છોકરા એ કહ્યું,

"જ્યાં સુધી હું તને ચોખ્ખા પાણી થી ધોઈ લઉં, ત્યાં સુધી

શાંત રહે."

ચોખ્ખું પાણી મારી ઉપર થી વહ્યું.

મેં મારી પકડ ખોઈ દીધી.

હું એક ધારા સાથે વહી ગયો

જે ટબ માં પડતી હતી.

હું એ કાણું જોઈ શકતો હતો

જ્યાંથી પાણી નીચે પડતું હતું.

મેં મારા ઘણા ભાઈ-બહેનો ને

ગાયબ થતા જોયા!





હું પાણી માં છું, અને ચક્કર લગાવી રહ્યો છું.

મને લાગે છે કે હું બરબાદ થઈ જઈશ,

પણ ત્યાં મને ગોલ્ડી નો પંજો દેખાયો.

કાશ કે હું એના સુધી પહોંચી શકું!



ધારા ની વિપરીત દિશા માં પગ મારતા,

હું એના સુધી પહોંચી જાઉં છું.

હું વાળ નો એક ગુચ્છો પકડી ને

એના પર ચઢી જાઉં છું,અને એને કસીને પકડી રાખું છું.





થોડી ક્ષણો પછી, ગોલ્ડી ટબ ની બહાર આવી જાય છે,

એને ટુવાલ થી સૂકવવામાં આવે છે.

હું એના પગ ની વચ્ચે છુપાઈ જાઉં છું.



જ્યારે સંકટ ટળી જાય છે,

ત્યારે હું એના પગ પર ચઢી જાઉં છું.

હું એની પીઠ સુધી સરસ, સાફ રૂંવાટી માંથી દોડું છું.

ત્યાં હું મારા થોડા ભાઈ-બહેનો ને મળું છું.

અમે બધા જીવતા બચી ગયા એ માટે બહુ ખુશ છીએ.

ચાંચડ નું જીવન સંકટમય હોય છે.

પણ ચાંચડ સમજદાર હોય છે.

એ ભાગ્યશાળી હોય છે.

ઓછા માં ઓછું અમારા માં થી થોડા હંમેશા જીતે છે!



હરમન એક નાનું ચાંચડ છે

જેની ઘણી સમસ્યાઓ છે!

હરમન અને એનો પરિવાર ભૂખ્યો છે.

એને એક કૂતરા પર કૂદવું છે.

પછી એની પાસે ખાવા માટે ઘણું બધું હશે.

પણ કૂતરા ને શોધવો હંમેશા સરળ નથી હોતું.

અને કૂતરા પર ટકી રહેવું સરળ નથી હોતું.

હરમન નું કહેવું છે કે ચાંચડ હુંશિયાર અને

ભાગ્યશાળી હોય છે.

એ એવું પણ કહે છે કે ચાંચડ હંમેશા જીતે છે.

શું આ ચાંચડ જીતશે?